## TAN-DURUSTI.

Health is needful throughout the whole length of life. May brightness endure, bound with purity. May the heavenly Yazatas, the earthly Yazatas, the seven Amshaspands, come hither to the shining Myazda. May my prayer arrive. May my wish be fulfilled! May the Zarathustrian Law ever be well. So may it be!

O Creator, Ruler! Keep the lords of the world, the whole community and N.N., (here mention the name of the person for whom this prayer is made), together with discendants for a thousand years long, keep cheerful, keep in health. So keep them. Keep them on the tops of the worthy many years, throughout countless periods, pure, and continuing. A thousand times a thousand benedictions! May the year be prosperous! May the day be good, may the month be blessed. Keep pure many years, days, months, many, many years long the Yasna and Nyayish, the liberality and offerings. May health be the portion for all good works, may good be present, may well-being be present. So be it! In this way may it be. May it be according to the wish of the Yazatas and Ameshaspends.—Ashem-vohu (1).

## CONFESSION OF FAITH.

The good, righteous, right Religion which the Lord has sent to the creatures is that which Zartusht has brought. The religion is the religion of Zartusht, the religion of Ormazd, given to Zartusht.—Ashem-vohu ( 1 ).

## NIRANG KUSTI.

Let Ormazd be King, and let Ahriman, the wicked holder-aloof, be smitten and broken. May Ahriman, the Devas, the Drujas, the sorcerers, the evil Kikas and Karapas, the oppressors, the evil-doers, the Asmogs, the wicked, the enemies, the Paris be smitten and broken. May the enemies be afflicted. May

the enemies be far off. Ormazd, Lord ! Of all sins I repent with Patet. All the evil thoughts, evil words, evil deeds, which I have thought, spoken, done, committed in the world, which are become my nature—all these sins, thoughts, words and deeds, bodily, spiritual, earthly, heavenly. O Lord, pardon ; I repent of them with the three words.

Contentment for Ahura-Mazda, contempt for Anra-Mainyus. What is highest for the wish of manifest works Thy praise will I announce, O Mazda ! with the mouth so long as I, O Asha, can and am able, Let the Creator of the world bestow through Vohumanô what is best for the wish of those working openly. Ashem-vohu (1), Yatha-ahu Vairyo (2), Ashem-vohu (1).

---

# અવસ્તામાંથી ચુંટી કાડેલી બંદગીઓ.*

## ગુજરાતી તરજુમો.

### યજશને હા ૩૭ મો.

(દાદાર) હોરમજદ જેણે જાનવર તથા અનાજ પેદા કીધો, તથા (જેણે) પાણી અને સારાં ઓરવરો પેદા કીધાં, તથા (જેણે) (આસમાનની) રોશનીઓ તથા જમીન તથા (એ ઉપરાંત) (બીજી) તમામ નેઆમતો પેદા કીધી (તેને) (હમો) એ પ્રમાણે આએ જગોએ યાદ કરીએ છિએ. તેની (ઇઆને દાદાર હોરમજદની) પાદશાહી, મ્હોટાઈ તથા ખુબીઓને લીધે ઇજશ્નેઓની શ્રેષ્ટતાએ કરીને તેને હમો આરાધીએ છિએ. હોરમજદી, મજદપસંદ (તથા) ઘણોજ વૃધ્ધિ કરનાર (એવાં) નામથી હમો તે (હોરમજદ)ને આરાધીએ છિએ. હમારાં શરીર તથા જાનથી તે (હોરમજદ)ને હમો આરાધીએ છીએ. તે (હોરમજદ)ને તથા અશો નર અને નારીઓનાં ફરોહરોને હમો યાદ કરીએ છિએ. અરદીબેહેસ્ત જે સઉથી સોહામણો (તથા) નુરવાળો અમશાસ્પંદ (તે)ને (તથા) (દાદાર હોરમજદની) તમામ નેઆમતોને હમો વખાણીએ છિયે. ભલા વિચારને હમો વખાણીએ છિયે. સારી પાદશાહી, ભલી દીન, ભલી ફસેરતુ, ભલી સભ્યતા, (એ બધા) ને હમો વખાણીએ છિયે.

---

### યજશને હા ૩૫ મો.

અશો હોરમજદ (જે) અશોઇનો સરદાર (તે) ને હમો વખાણીએ છીયે; અમશાસ્પંદો (જે) સારા પાદશાહ (તથા) સારાં ડહાપણવાલા (તેઓ) ને હમો વખાણીએ છીયે. ભલી અશોઇની ખાહેશથી (તથા) ભલી માજદયસ્ની દીનની ખાહેશથી અશો (હોરમજદ) ની તમામ મીનોને

---

* આ તરજુમા મધ્યે યજશનેના ૫૯ મા હાનો તરજુમો મુસ્યો સી. ડી હાર્લેના એરવદ મેહેરજીભાઇ પાલનજી માડને કીધેલા ગુજરાતી તરજુમા ઉપરથી લીધો છે; બાકીનો તરજુમો એરવદ કાવસજી એદલજી કાંગાના તરજુમા ઉપરથી લીધો છે.

લગતી તથા ગેતીને લગતી પેદાએશને હમો વખાણીએ છીયે. જેમ (હમે) સારાં (માણસો) ની (વખાણ કરનારા તથા તે ઉપર વિચાર કરનારા) છીયે, તેમ (હમે) આએ દુનિયાંને માટે તથા પેલી દુનિયાંને માટે નેક વિચાર, નેક સખુન (તથા) નેક કામ કરનારાઓની (તથા) (નેક કામ) કરી ગએલાઓની વખાણ કરનારા (તથા તે વિશે) વિચાર કરનારા છિયે. અએ અશો (તથા) સોહામણા હોરમજદ! બેહુ દુનિયાંને માટે હયાત (માણસો) ના કામોમાંના જે સઉથી સરસ (કામો) હોય તેઓને હમો પસંદ કરીએ છિયે, (તેની ઉપર) હમારૂં મન લગાડીએ છિયે, (તે પ્રમાણે) હમો બોલીએ છિયે, તથા (તે પ્રમાણે) હમો કામ કરીએ છિયે. (હમો જે) દીનનો એલમ શિખનારા તથા નહી શિખનારા, શકિતવાલા તથા શકિતવગરના (છિયે તેઓ) સખાવત તથા ઉત્તમ કામોની મારફતે (હમારે માટે) સુખ તથા (હમારાં) ગાએઢોરને* માટે ઘાંસ ચારો હમો ઇચ્છીએ છિયે. પાદશાહી સર્વોત્તમ પાદશાહ (ઇઆને હોરમજદ) ને ખચીત (હોજો)! હોરમજદ જે (પોતે) સઉથી ઉત્તમ અશોઇજ (છે તે) ની તરફ હમો મન લગાડીએ છિયે, (તેને) હમો કબૂલ રાખીએ છિયે, તથા (તેને) હમો પોતાનો કરીને ગણીએ છિયે. વલી (કોઇ) મરદ ઇઆ ઓરત કાંઇ સારી બાબદ્દો (પોતે) ખરેખર જાણતા હોય તો, તે જાહેર કરે, (તે પ્રમાણે) પોતે અમલ કરે, તથા બિજાઓ જેઓ ઘટતી રીતે તે પ્રમાણે ચાલે તેઓને તે શિખવે. (અએ નર તથા નારી!) તમારે માટે (દાદાર) હોરમજદની ઇજશને તથા આરાધણા તથા ગાએઢોરની પરવરેશ (હમો) સઉથી ઉત્તમ ગણીએ છિયે. રાસ્તીની સરદારીમાં (તથા) રાસ્તીનાં અમલમાં (રહીને) હયાતી ભોગવનારાઓમાંનો કોઇ શખ્સ બેહુ દુનિયાંમા સઉથી ઉત્તમ જીંદગી ગુજારવાને ચાહાતો (હોયતો) તેને સખી (થવું). અએ હોરમજદ! અશોઇને ધ્યાનમાં (રાખીને) વધારે સારી રીતે આએ વખણાએલા કલામો હમો જાહેર કરીએ છિયે તે (કલામો) નો સાંભલનાર તથા શિખવનાર તરીકે તુંને હમો મુકરર કરીએ છિયે. અએ હોરમજદ! તારી અશોઇ, ભલી મનસ્ની તથા સારી પાદશાહીને લીધે, તારી સ્તુતિ બિજી બધી સ્તુતિ કરતાં વધારે ચઢતી છે; તારી કીર્તિનાં ગાયણો બિજા બધાં કીર્તિનાં ગાયનો કરતાં વધારે ચઢતાં છે, તથા તારી આરાધણા બિજી બધી આરાધણા કરતાં વધારે ચઢતી છે.

---

## યજશને હા ૪૦ મો.

અએ હોરમજદ! આએ પેદાએશોમાં મ્હોટું ડહાપણ તથા બરક્ત તું ઉત્પન્ન કર. અએ હોરમજદ! તારી બક્ષેશથી મારા જેવા દીનદારોને જે બદલો તેં આપ્યો છે તેટલોજ, અએ અક્કલના

---

* "ગાય ઢોર" શબ્દનો અર્થ ઘણી વેળા અલંકાર હોય છેઃ ઘણી વેળા એ શબ્દ માણસોનાં આત્માને લાગુ પડેછે.

ખાવંદ! (તું હમુને આપ), આએ તથા મીનોઈ દુનિયાંને માટે, (અએ હોરમજદ!) (તે બક્ષેશ) તું પોતે હમુને આપ, કે તેને લીધે હમેશ સુધી તારી તથા અશોઈની દોસ્તીને હમો પોંહોંચીયે. લાંબો વખત સુધી ચાલે તેવી આબાદીને માટે (તથા) મજબુત મિત્રાચારીને માટે, અએ હોરમજદ! અશોઈની ખાહેશ રાખનારા, ચાલાક તથા મેહેનતુ રાસ્ત માણસો હમુને, તથા હમુને ખુશાલ કરનારાઓને તું આપ. (હમારા) બેશીઓને, ધંધાદારીઓને તથા (હમારા) દોસ્તોને (બી) તેજ પ્રમાણે થાએ! અએ હોરમજદ! એ (બધું) તમારીથી હમો માંગીએ છિએ. વળી (હમો) રાસ્ત તથા ખાલેસ થઈએ; (તથા) સખાવતની મારફતે (તમુને) પસંદ પડેલા (હમો થઈએ.)

---

## યજશને હા ૪૧ મો.

(દાદાર) હોરમજદને તથા અરદીબેહેસ્તને વખાણ સાથની તથા આદરમાંન સાથની આરાધણા હમો અર્પણ કરીએ છિયે. હમો કબુલ રાખીએ છિયે તથા હમો જાહેર કરીએ છિયે. અએ હોરમજદ! તારી ભલી પાદશાહીને (હમો) હમેશ ને હમેશ સુધી પોંહોંચીએ. બેહુ દુનિયાંમાં હયાતી ભોગવનારાઓમાં અએ સઉથી ડહાપણવાળા. પાદશાહ! હમો નર તથા નારીને માટે (તું) ભલો પાદશાહ (છે). તું સારા ડહાપણ વાળા, આરાધણાને લાએકના, રાસ્તીની પુઠેજ ચાલનારા ખોદાવંદને હમો (ભેટ) અર્પણ કરાએ છિયે. તેટલા માટે બેહુ દુનિયાંમાં હયાતી ભોગવનારાઓમાં અએ સઉથી ડહાપણવાળા! હમારે માટે તું જીંદગી તથા શરીરના અવયવો (તરીકે) થા. અએ હોરમજદ! તારી (યાદની) અંદર ખુશાલી મેળવવામાં લાંબી જીંદગીને હમો લાએક થઈએ, તથા (હમારી એ નેક મુરાદમાં) ફતેહ પામીએ. તારી ઉપર પ્રીતી રાખનારા તથા (તારી ઉપર) હિમ્મત બાંધનારા હમો થઈએ. હયાતી ભોગવનારાઓમાં અએ સઉથી ડહાપણવાળા! લાંબી મુદત સુધી તુંએ હમુને આબાદીથી ખુશી કરવું જોઈએ. અએ હોરમજદ! તારી વખાણ કરનારા તથા માંથ્રવાણી ભણનારા તરીકે હમો પોતાને કહીએ છિયે, હમો પસંદ કરીએ છિએ તથા કબુલ રાખીએ છિયે. અએ હોરમજદ! મારા જેવા દીનદારોને જે બદલો તેં આપ્યો છે (તેટલો બદલો), આએ તથા મીનોઈ દુનિયાંને માટે, અએ હોરમજદ! (તું) પોતે હમુને આપ કે તેને લીધે હમેશ સુધી તારી તથા અશોઈની દોસ્તીને હમો પોંહોંચીએ.

---

## યજશને હા ૫૯ મો.

જે શખ્સ આ હાડમંદ દુન્યાની તથા મિનોઇ જેહાંનની આબાદીના પ્રમાણીક માર્ગો અમને સિખાડેછે, (જે માર્ગો) જે સંપૂર્ણ દુન્યાઓમાં, ઓ મજ્દ ! તુ વસેછે ત્યાં (લઇ જાયછે), તે તારા લાયક પુસ્કલ ડાહાપણવાળા, ઉપયોગી કાસદને, ઓ મજ્દ ! સંપૂર્ણ ભલાઇ પોંહોંચે.

આ ઘરમાં પ્રમાણીક માણસની આ (ન્યામતો એટલે કે) ખુશાલીઓ, લાયકાત, ભુલાવા સામેનું રક્ષણ, ડાહાપણ આવે ; આ મોહલ્લાને પવિત્રાઇ, સત્તા, આબાદી, દબદબો અને ચલકાટ (અપાયલો) થાય.

અહુરની, જરથુસ્ત્રની દીનની લાંબા વખતની આબાદી અને વધારો (થાય.) આ કુટુંબમાં વગર અટકવે ગોસ્પન્દોની ઉતપતી થાય તેમજ વગર અટકવે અશો મરદની પવિત્રાઇ, સત્તા (થાય); (ત્યાં) વળી વગર અટકવે અહુરનો મહજબ (ચાલો).

ભલાઓને મદદ કરવા અને બુરાઓની સામે થવા માટે, દોલત અને ચલકાટ વધારવા માટે, પ્રમાણીક લોકોની ભલી, બળવંત અને અશો ફ્રવષિઓ પોતાની સાથે જમીનનાં જેટલાં પ્રમાણનાં, એક નદિના જેટલી લંબાઇના, સૂર્ય સુધીની ઉંચાઇના પવિત્રાઇના ઇલાજો અહીં લેતાં આવે.

આ ઘરમાં તાબેદારી હઠીલાઇ ઉપર, સુલેહ તોફાન ઉપર, ઉદારતા કંજુસાઇ ઉપર, ડાહપણ અભિમાન ઉપર, સાચું બોલવું જુઠું બોલવા ઉપર, સચ્ચાઇ જુઠાઇ ઉપર ફત્તેહ મેલવે,

જેથી અમ્સાસ્પન્દો અશો સ્રઓષની માર્ફતે લાંબો વખત સુધી ક્રિયાઓ, સંપૂર્ણ આરાધનાઓ, સુખી ભેટે, મોટાઇની ભેટો, મેહેરબાનીની ભેટો ત્યાં મોકલે.

દબદબાવાળો ચલકાટ એ ઘરને કદી તજે નહીં, નહીં ભપકાદાર ભેટો કે નહીં પ્રકાશીત અને સગાં ફર્જંદ (આ ઘરને તજે), અને અષિ-વડ્હુઇ લાંબો વખત તે દબદબાથી પ્રખ્યાત થયલાની સાથે ચાલે.

ઓ અહુરમજ્દ તારી ખાહેશ મુજબ તારી પેદાએશની ઉપર સુખેથી તું રાજ્ય ભોગવ! પાણીઓ ઉપર તારી ખાહેશ મુજબ, ઝાડપાનો ઉપર તારી ખાહેશ મુજબ, પવિત્ર મૂળવાલી તમામ ન્યાંમતો ઉપર તારી ખાએશ મુજબ તું રાજ્ય કર. અશોને બળવંત અને હકુમત કરનારા કર અને પાપીઓને દુર્બળ અને વિના હકુમતના કર.

હું જરથુસ્ત્ર ઘર, મોહોલ્લા, કસ્બા તથા મુલકોના આગેવાનોને તે દિન જે અહુરની અને જરથુસ્ત્રની છે તેને અનુસરીને પોતાના વિચારો, સુખનો તથા કામો કરવાને શિખવુંછું.

જેથી અમે પવિત્ર આત્માના, સુખી મનના થઈયે. અમારા શરિર ઉત્તમ દુન્યાના ચલકાટવાળા પુર દબદબા સાથનાં થાય.

તેઓ ત્યાં (ઉત્તમ દુન્યામાં-બેહેસ્તમાં), ઓ અહુરમજદ! પ્રકાશીત, સંપૂર્ણ પવિત્રાઈ સાથે, ઘણીજ ખુબસુરત અશોઈ સાથે પોંહાંચે. અમે તને જોઈએ, અમે તારા નજદીક પોંહોંચ્યે, અમે હંમેશા સુધી તને બાઝયે.

## અહૂનવર.

જે પ્રમાણે આએ દુનિયાંને લગતો કારોબાર ચલાવનાર સરદાર (ઈઆને પાદશાહ) પોતાની મરજી મુજબ ચાલનાર (છે) તે પ્રમાણે દીનને લગતો કારોબાર ચલાવનાર સરદાર (ઈઆને દસ્તુરાંન દસ્તુર) રાસ્તી ઈત્યાદિની મારફતે (પોતાની મરજી મુજબ ચાલનાર) (છે); બહમનની બક્ષેશ આ દુનિયાંના હોરમજદને માટેના કામો કરનારાઓની (છે); જે શખ્સ ગરીબોને માટે ધંધે લગાડનાર (તથા પરવરશી કરનાર) મેલવી આપેછે (તે ગોયા) હોરમજદને (પોતાનો) પાદશાહ (ગણેછે).

## અષેમવોહૂ.

અશોઈ (એ) સઉથી સરસ નેઆમત છે (તથા) સુખ છે; સુખ તે (શખ્સ) ને (છે) કે જે સઉથી સરસ અશોઈને વાસ્તે (ઈઆને સઉથી સરસ અશોઈની બાબદમાં) અશો (છે).

## યજશને હા ૧૨ મો.

(તમામ) નેક વમાસન, નેક વાણી તથા નેક કરણીને (મારી) મનસ્ની, ગવસ્ની તથા કુનસ્નીથી હું વખાણું છું. સઘલા નેક વિચારો, નેક સખુનો તથા નેક કામોને હું એખત્યાર કરૂં છું. સઘલા બદ વિચારો, બદ સખુનો તથા બદ કામોને હું છોડીદેઉં છું: અએ અમશાસ્પંદો! ઈજસ્ને તથા નીઆએશ (તથા) મારા પોતાંના બદનનાં જાનને મનસ્ની, ગવસ્ની તથા કુનસ્નીથી, (તથા મારાં) અંતઃકરણથી તમુને હું અર્પણ કરૂં છું. રાસ્તીને હું વખાણું છું.

## દોઆ વીસ્પ હુમત.

તમામ નેક વિચારો, તમામ નેક સખુનો (તથા) તમામ નેક કામો (કે જે) જાણી બુજીને કીધેલાં (હોય)—(તે) તમામ નેક વિચારો, તમામ નેક સખુનો (તથા) તમામ નેક કામો (તે કરનારને) બેહેસ્ત

તરફ લઈ જાય છે. તમામ ખરાબ વિચારો, તમામ ખરાબ સખુનો (તથા) તમામ ખરાબ કામો (કે જે) જાણી બુજીને કીધેલા (હોતાં) નથી (તે) (ખરેખર જોતાં ખરાબ નથી). (જાણી બુજીને કીધેલાં) તમાંમ ખરાબ વિચારો, તમાંમ ખરાબ સખુનો (તથા) તમાંમ ખરાબ કાંમો (તે કરનારને) દોજખ તરફ લઈ જાયછે. તમામ નેક વિચારોનું, નેક સખુનોનું (તથા) નેક કાંમોનું (સેવટ) બેહેશત (હોયછે). એ પ્રમાણે અશો (માણુસ) ને જાહેર (છે).

---

## દોઆ નામ સેતાયસને.

(દાદાર) હોરમજદની ખુસ્તુદી (થાઓ)! ખોદાતાલા (જે) નેઆમતનો બખશનાર, ગુનાહ માફ કરનાર (તથા) માયાળુ (છે તે) ના નામ (ની મદદ) થી (હું આએ બંદગી શરૂ કરૂં છું). હોરમજદ (હાકે જે મેશાં હતો, હમેશાં છે (તથા) હમેશ સુધી રેહેશે તેના) નામની વખાણ (હું. કરૂં છું). (જેનું) નામ ગેબી વૃદ્ધિ કરનાર ખોદા (કરીને) (છે); (તથા જે) ગેબીઓમાં ગેબી (ઇઆને ઘણોજ અનદીઠ, કોઇને નજરે નહીં દેખાય તેવો) (છે). તેનું પોતાનું એક (ખાસ) નામ હોરમજદ (કરીને) (છે). તે સાહેબ સઉથી બુજોરગ, શકિતવાન, દાનાઈ વાળો, પેદા કરનાર, પોષણ કરનાર, પાસબાની કરનાર, બરદાસ્ત કરનાર, સવાબ કાર, ગુનાહની માફી બખશનાર, ખાલેસ (તથા) વાજબી ઇનસાફ કરનાર (તથા) સર્વ શકિતવાન (છે)

હયાતી ભોગવનારાઓમાં તે બુજોરગ (સાહેબ) નો (હું) આભાર (માનું છું), કે જે (તમાંમ પેદાએશનો) પેદા કરનાર છે (તથા તેનો) અંત લાવનાર છે; (તથા) જેણે પોતાની જાતી શકિત તથા દાનાઇથી વધારે ચઢતે દરજ્જાના છ અમશાસ્પંદો, ઘણાએક બુજોરગ ઇજદો, રોશાણ બેહેસ્ત, ગરોટમાન, અહમંડળનું ફરવું, રોશાણી આપનારો સુરજ, નુર ભરેલો માહાતાબ, ઘણી જાતના સેતારા, પવન, હવા, પાણી, આતશ, જમીન, ઝાડપાન, પશુ, ધાતુ (તથા) માણુસો પેદા કીધાં.

તે સવાબકાર સાહેબની (હું) આરાધણા તથા બંદગી (કરૂં છું) કે જેણે દુનિયાંની તમામ પેદાએશોમાં માણશજાતને વિચાર શકિતથી (ઇઆને વિચાર શકિત આપીને) ઉંચે દરજજેનું બનાવ્યું; (તથા) દેવો (ઇઆને ખરાબ હવસો)ની સાથે લડાઈ કરવા, (તેઓની) સાંબે થવા, (તથા) (તેઓથી) દુર રેહેવા સારૂ (તથા) દુનિયાનાં લોકોને (ખોદાઈ મારગની રેહેનુમાઇ કરી) ચલાવવા સારૂ અકલ (બખશીને) વખતની પાદશાહી આપી છે.

તે તમામ આગાહીવાલા (તથા) તે ખરદાસ્ત કરનાર સાહેબને (હું) સર નમાવી સેજદો (કરૂં છું), કે જેણ્ણુ પવિત્ર ફરોહરવાલા સપેતમાન જરતોસ્તની મારફતે દુનિયાના લોકોને (પોતાની તરફ) દોસ્તી કરાવવા સારૂ ઇમાન લાવવા લાયક દીનનો એલમ, (કે જે) ભલી અક્કલ (તથા) કાને સાંભલેલી (ઇઆને સિખેલી) અક્કલથી (મેલવી શકાએછે) (તે) મોકલ્યો. તમામ માણસો જેઓ હમણા છે, અગાઉ થઇ ગયાં તથા હવે પછી થશે તે (સઘલાં) ઓની વાકેફગારી તથા રેહેનુમાઇને સારૂ ઉત્તમમાં ઉત્તમ વિદ્યા (જે) વૃદ્ધિ કરનાર માંથ્રવાણી (તે) મોકલી. કે જે (માંથ્રવાણી) રવાનને આસાનીથી ચિન્વદ પુલ ગુજાર કરનાર, દોજખથી છુટકારો આપનાર (તથા) અશો લોકોના રોશણીવાલા ખુશબોદાર (અને) તમામ ખુબીવાલા તે ઉત્તમ મકાનમાં (ઇઆને બેહેસ્તમાં) રસ્તો આપનાર છે.

ઓ ખરદાસ્ત કરનાર સાહેબ! ઓ કસુર દરગુજર કરનાર સાહેબ! ઓ ગુનાહ માફ કરનાર સાહેબ! તારા હોકમ પ્રમાણે, તારા ફરમાન મુજબ, (તથા) તારી આજ્ઞાને અનુકુલ થઇને (તારી મોકલેલી) ખાલેસ (જરતોસ્તી) દીનને હું કબુલ કરૂં છું, મનમાં રાખુ છું (ઇઆને હર વખત યાદ કરયા કરૂં છું), કે હું છું (ઇઆને જાહેર કરીને બીજાઓને શીખવું છું) તથા એખત્યાર કરૂં છું. દરેક સવાબનું કામ કરવાને હું ઉસ્તવાર રેહું છું, (તથા) તમામ ગુનાહના કામોથી પસ્તાવો કરી પાછો ફરૂં છું. મારી પોતાની જાતી કરનીને હું પાક રાખું છું, (તથા) (મારા) જાનની છ શકિતઓ (કે જે) વિચાર શકિત, બોલવાની શકિત, કામ કરવાની શકિત, તથા તર્ક (અથવા સારૂં નરસું સમજવાની) શકિત. બુદ્ધિ તથા અક્કલ (એઓને) ખરાબ હવસોથી દૂર રાખી (હું) પવિત્ર (રાખું છું).

ઓ સવાબકાર સાહેબ! તારી ઇચ્છા પ્રમાણે નેક વિચાર, નેક સખુન, (તથા) નેક કામોથી તારી બંદગી હું કરી શકું, (અને મારા પોતાના રવાનને માટે) રોશણ માર્ગ (ઇઆને બેહેસ્ત મેલવવાનો રસ્તો) હું ખોલ્લો કરૂં, કે જેથી (મારા મરણની પછી) દોજખનો ભારી અજાબ મારા (રવાન) ઉપર નહીં પોંહોંચે. ચિન્વત પુલના મારગ ઉપરથી હું પસાર થઇ જાઉ, (અને) ખુશબોથી ભરપુર, તમામ સીનગારવાલા તથા) તમામ સુખાકારીવાલા બેહેસ્તમાં હું પોંહોંચુ.

ગુનાહ માફ કરનાર તે સાહેબની (હું) વખાન (કરૂં છું), કે જે (સાહેબે) સવાબની ઇચ્છાથી (ઇઆને સવાબનો બદલો તે સાહેબ આપશે એવી આશાથી) (તેના) ફરમાન પ્રમાણે ચાલનારાઓને સવાબનો બદલો આપે છે; (તથા) સેવટે (ઇયાને કેઆમતના વખત પછી) ગુનેહગારોને દોજખથી છુટકારો આપશે, તથા તમામ (ખલક) ને ખાલેસાથી આરાસ્તે કરશે.

તમામ આગાહીવાલા (તથા) સર્વ શકિતવાન દાદાર હોરમજદની તથા જોરેમંદ સાત અમશાસ્પંદોની (તથા) ફતેહમંદ (તથા) દુશ્મનને મારનાર બેહેરામ ઇજદની (તથા) નેક બનાવેલા "અમ" (ઇઆને હિમ્મત આપનારા ફરેશ્તા) ની (હું) વખાણ (કરૂછું) (એ બધા મારી મદદે) પોંહોચો!

---

## દોઆ તંદરોસ્તી

ખોદાતાલાના નામ (ની મદદ) થી (હું આએ દોઆ શરૂ કરૂછું) (કે જે સાહેબ) નેઆમતનો બખશનાર, ગુનાહ માફ કરનાર (તથા) માયાળુ (છે).

લાંબા વખત સુધી જીવવાને માટે તંદરોસ્તીની જરૂર છે અશોઇ રાખવા સાથે ખોરેહ જાયુક રેહેજો; મીનો (ઇઆને પેલી જેહાંનનાં) ઇજદો (તથા) (આએ) દુનિયાંના ઇજદો (તથા) સાત અમશાસ્પંદો—(એ) બધાઓ (આએ) ચલકતી મ્યજદ તરફ આવે! આએ (મારી) દોઆ (કબુલ) હોજો! આએ (મારી) મુરાદ બર આવજો! બધા માણસોમાં જરતોસ્તી દીન ખુશાલ હોજો! એ પ્રમાણે હોજો! (ઇઆને જે પ્રમાણે હું દોઆ માંગુછું તે પ્રમાણે થજો.)

ઓ પેદા કરનાર ખોદાતાલા! આલમના સાહેબને (ઇઆને જમાનાના રાજ કરનાર અથવા પાદશાહને), તમામ અનજુમનને, (ફલાંનાને) (તેની) આલ ઓલાદ સાથે હજાર વરસ સુધી કાએમ રાખ, તંદરોસ્ત રાખ, એ પ્રમાણે રાખ (ઇઆને જેમ મેં દોઆ કીધી તે પ્રમાણે રાખ). ખુબી (અથવા લાયકી) વાળા માણસોની સરદારી ઉપર ઘણા વરસો સુધી, તથા બેશુમાર કરન સુધી જાયુક તથા પાએદાર રાખ; હજારઘણી હજાર આફરીન હોજો, વરસ ભાએગશાલી હોજો, રોજ બખ્તાવર હોજો! (તથા) મહિનો મુબારક (અથવા સુખી) હોજો! કેટલાંક વરસોને, કેટલાક દહાડાઓને, કેટલાક મહીનાઓને (તથા) ઘણાંક વરસોને ઇજશ્ને તથા નીઆએશ તથા સખાવત (કરવામાં), તથા (ક્રિયાની) જોર લઇ જવામાં લાયક રાખ. બધાં કામો તથા સવાબની ઉપર (તું) અશોઇ રાખ; તંદરોસ્તી હોજો, નેકી હોજો, સારૂં હોજો. એ પ્રમાણે થજો! એ કરતાંબી વધારે થાઓ! (ઇઆને જે મેં દોઆ કીધી છે તે આમીન થાઓ, બલકે તેના કરતાંબી વધારે આમીન થાઓ!) ઇજદો તથા અમશાસ્પંદો (ની મુરાદ) મુજબ મુરાદ હોજો!

---

## દીનનો કલમો.

હોરમજદના પેદા કીધેલાં સઉથી સાચ્ચાં (અને) પવિત્ર (અથવા નિર્મલ) ડહાપણની (તથા) ભલી માજદયસ્ની દીનની (ખુસ્નુદી થાઓ)!

ભલી, રાસ્ત તથા સંપૂર્ણ દીન જે દાદાર હોરમજદે આએ દુનિયાંના લોકોને માટે મોકલી (છે) (તે), આએ (ઇઆને જરથોસ્તી દીન) છે. (એ દીન) (હજરત) જરતોસ્ત (પોતે) લાવ્યાછે. (તે) દીન જરતોસ્તની દીન (તથા) હોરમજદની દીન (છે), કે જે (પેગમબર અશો) જરતોસ્તને (આએ દુનિયાંમાં (ફેલાવાને) (દાદાર હોરમજદે) આપી (હતી).

---

## નીરંગ કુસતી.

દાદાર હોરમજદ (તમામ ખલકતનો) સાહેબ (છે), (તથા) બદ અને નાપેકાર હારેમનને દૂર અને પાછો હટાવનાર (છે), (તે હારેમન) મારેલો (અને) તુટેલો હોજો. હારેમન, દેવો, દરૂજો, જાદુગરો, દરવંદો, કીકો (ઇઆને જોતી આંખે આંધલા રેહેનારા), કરપો (ઇઆને સાંભલતે કાંને બેહેરા રેહેનારા), જુલમગારો, ગુનેહગારો, આશ્મોગો (ઇઆને અશોઇ તથા રાસ્તીનો નાશ કરનારા તથા જુઠું સમજાવનારા), દરવંદો, દુશ્મનો, પરીઓ—(એ બધા) મારેલા (અને) તુટેલા હોજો. ખરાબ પાદશાહો દૂર તથા નાબુદ હોજો. દુશ્મનો આજેજ થએલા હોજો, દુશ્મનો દુર અને નાબુદ હોજો. ઓ દાદાર હોરમજદ સાહેબ! તમામ ગુનાહોથી પતેત કરીને હું પશેમાન થાઉંછું. તમામ ખરાબ વિચારો કે જે (આએ) દુનિયાંમાં હું મારા મનમાં લાવ્યો હોઉં, ખરાબ સખુનો કે જે હું બોલ્યો હોઉં, ખરાબ કામો કે જે મેં કીધાં હોય (તથા) જે મારીથી ઉત્પન્ન થયાં હોય (તથા) જે (ગુનાહનાં કામો)ની શરૂઆત મારીથી થઇ હોય, તે (તમામ ઉપર જણાવેલા ગુનાહ કે જે) વિચારને લગતા, સખુનને લગતા, કામને લગતા, (મારા પોતાના) તનને લગતા, (મારા પોતાના) રવાનને લગતા, આએ દુનિયાંને લગતા, પેલી દુનિયાંને લગતાં,—એ બધી જાતના ગુનાહોથી, ઓ હોરમજદ! હું પશેમાન થઇને દૂર રહું છું, (અને) ત્રણ સખુનોથી (ઇઆને મનસ્ની, ગવસ્ની તથા કુનસ્નીથી) પતેત કરીને હું પશેમાન થાઉંછું. દાદાર હોરમજદની ખુસ્નુદી (થાઓ)! હારેમનનો તીરસ્કાર (થાઓ)! રાસ્તીના કામ કરનારાઓની જે ખાહેશ (છે તે બિજી સઘળી ખાહેશોથી) ઘણીજ ચઢતી (છે).

---

# SUPPLEMENTARY INSTRUCTIONS.

Purity in thought, word and deed, is the main precept of the Zoroastrian doctrine. Rightly observed it brings us piety and worshipfulness. Those virtues should be so practised that they may become a habit; and this habit should, by degrees, be so assimilated with the essence of one's spiritual self, that the very idea of deviation from such a nature becomes an impossibility. Such a man is really saved, and is capable of arriving at the proximity to God, in whom abides everlasting blissfulness.*

The precept of the Zoroastrian religion is the precept of all other religions. All the religious doctrines have the same object, *i.e.*, that of enabling one to purify his soul, to elevate and ennoble himself to such high perfection that beatitude may be attained.

Various religions teach these virtues in various ways. These ways differ according to the habits, dispositions, and thinking capacity of a people. But the object is the same. It is, to observe virtues, so as to be elevated so high as to reach God, Who is the Highest purity and where none but pure, godly souls can reach. One who has achieved such a perfection arrives at this state immediately after death. But those of lesser perfections are drawn towards high spheres of a nature corresponding to the purity of souls. Thence such souls progress, by degrees, higher and higher, ultimately reaching the everlasting blissfulness. It is a state in which a soul is forever freed from pains and sorrows, from wants and desires of all kinds, and where nothing but everlasting blissfulness exists.

---

* In Zoroastrianism, this state is called the Hameshgau or the everlasting Light.

Souls which do not act up to the required virtues, fail to go high after death. They are drawn to lower spheres of corresponding nature, and have to struggle from one such sphere into another until they are purified to proceed towards higher spheres.

The salvation of one is left by Providence in one's own power. If he acts virtuously, he progresses higher; but if he acts otherwise, his progress is retarded and his misery is prolonged.

No true religious doctrine teaches that a man can be saved otherwise than by his own exertions. No man, no angel, no higher power or being can save any man or any other being. For the law of God is inflexible that souls of impure nature can never be received by spheres of pure nature. Any one who says otherwise, does not say the truth.

Despise no religion, nor despise rituals and ceremonies of various religions, nor disrespect the disciplines and austerities prescribed by various religions. For all these are useful and serve for the good of those classes for whom they are intended. Varieties of souls and varieties of minds need correctives corresponding to their nature. There are souls which cannot be brought to the right understanding without hard restrictions and hard disciplines, while there are others who need these in a modified form, and there are still others, who are advanced enough to understand the necessity of leading a pure, virtuous life, without the help of religious disciplines.

Life in the vegetable kingdom is superior to that in the mineral kingdom, and animal life is superior to the vegetable life. But the life in man is far superior to these, for it has been gifted by Providence with the spiritual Intelligence.* This Intelligence is divine and enables man to distinguish right from wrong. Life in lower kingdoms, too, have to progress in their own

---

* Man has spiritual intelligence, reason, and instinct. As long as his reason is guided by his spiritual intelligence, he acts rightly. But when he does not do so, the reason falls into error and acts erroneously.

way, according to nature's laws ; but man's progress, a man can, by means of his understanding, either accelerate or retard. If he does not contaminate himself by loving terrestrial matters, if he leads a pure life, and entertains a strong love for none else but for God alone, he moves in harmony with the laws of nature, and his progress does not suffer. It is the privilege and the highest joy of man to understand the glory of God as manifested in the universe, to praise it, and to admire it. To praise and admire God's works, and the harmony and beauty which pervade them, befits a man of pious life.

Before creation, God alone existed. For He has always been, alway is, and will always be. Eternity is not separate from Him, and in Him is eternity. All is in Him and He is one. He is unity in multiplicity, and without unity, multiplicity cannot exist. He is everywhere and you cannot conceive of anything where He cannot be. Unity is love and love sustains the multiplicity.

Just as from a given centre of light, various ways proceed in all directions ; and, of these, those that are nearer the light are brighter and stronger, remote ones are less so, and remotest are dark; likewise is the nature of God's creation. Souls nearer Him are more pure and more intelligent than those that are farther from Him. The same is in the case of regions, for the region of God's light is the purest.

Every class of beings is proceded by another class ; the lowest is the earthy matter and the highest is God, Who is the cause of Light, Life and Intelligence, Incomprehensible, Indefinable, and Immeasurable. From Him proceeds all light, all life and all intelligence. He is the Source of All and in Him is All.

Though God, by His Will and Intelligence, creates everything out of Himself, He is distinct from all creation : in this manner that, as the sun's heat pervading the varieties of nature is neither the sun himself nor is it that light which is in the sun himself. A tree, though growing out of the earth, is not earth

itself, and the leaves and the flowers proceeding from the tree are neither the tree nor the earth ; so is the universe, though proceeding from God, is distinct from God. As sun gives heat to the bodies, so does God gives being to everything.

It is fit to praise and admire the various powers and nature itself, for they all represent the glory of God. But it is a mistake to overdo this praise, for that which can really benefit man is only the adoration and love of God alone. Man's soul is divine and is capable of attaining the everlasting blissfulness ; but as this blissfulness abides in God alone, so must he attach his sole love to God alone and to none else.

Constant praise and adoration of God enables one to be more and more God-loving and less and less sinful.

In the universe there is nothing evil, for no evil can proceed from God. The evil has been brought about by mankind itself.

Undue love for worldly things, and want of love for the Divine, are the sources of evil. These are the causes which create misery for mankind. This is due to man's ignorance of God's laws, and this ignorance leads to sinful life. Religious teachings are intended to remove this ignorance and give knowledge, to remove darkness and give light, and such knowledge and light show one the path of God.

The prayers and repentance of a sinful man can receive no favor and no mercy from God. There is no easy road to obtaining God's favor and God's mercy. One who desires these, must pray and repent by conforming to God's laws, and then alone will he be benefitted. For on no account does God alter His laws, for these laws maintain the harmony of His creation. God will receive none who has not achieved the highest purity of soul. To lead a virtuous life and to adore and love God, and to arrive ultimately at such perfection that the inherent disposition of your soul may become nothing but pure, and divested of all desires whatever, except that of living in and loving God, this is the road to receive God's mercy and favor, and this is the road to the everlasting blissfulness.

If you cannot be perfectly good at once, you may, if you persevere, become so, after days or after years. To abstain from vices and from love for worldly things by restraining one's passion, to do good for the sake of praise and reward, to restrain one desire for satisfying another, are not the proper virtues. Eradicate from your heart the very thought of evil, do good with no desire for praise or reward, and forget all desires except that one desire for living in and loving God. Practise these virtues whenever you can, and get into the habit of practising them; and turn this habit into an inherent property of your soul, and no doubt that, then, you will receive God's mercy and favor. If you expect these without going through the right ordeal, you will never receive them. If there are those who show a more easy way to salvation, you may rest satisfied, that they mislead you.

If you cannot be perfectly virtuous, do all you can to be so, and you will be able to go after death to higher spheres which we call heaven. Thence you will be able to proceed higher and higher and be able ultimately to reach God.

But if you lead a sinful, wicked life, devoid of virtues, you will, after death, go to spheres of lower nature, and you will be tossed about from one such sphere to another, so long as your soul will not be fit for being received by spheres of higher and purer nature ; and such a state is what we call hell.

Bear always in mind, therefore, O Man! the Zoroastrian motto, "purity in thought, word, and deed."

D. J. M.

# વધુ નસિયતો.

પવિત્ર વિચાર, પવિત્ર વાણી, અને પવિત્ર કામો, એ ત્રણ પાળવાં, એ જરતોસ્તિ ધર્મનો મુખ્ય કાનુન છે. એ બરાબર અમલમાં લાવવાથી માંણુસ પવિત્ર જીંદગી વાળો અને ખુદા ઉપર પ્યાર રાખનાર થાયછે. એ સદગુણો એવી રીતે અમલમાં લાવવા જોઇએ કે, તેમ કરવાની માંણુસને ટેવ પડે; અને એ ટેવ ધીમે ધીમે એટલી વધી જવી જોઇએ કે, એવી સુભ ટેવ માંણુસના આત્માનો કુદરતી ખવાસ હોય તે માફક આત્માની સાથે ભળી જાય, અને પછી તેવા નેક ખવાસમાં કોઇ દાહાડો કાંઇ પણ કોઇબી કારણથી ફેરફાર થઇ શકેજ નહીં. એવો જે માંણુસ થઇ શકે તેનું ખરેખરૂં તારણ થયલું સમજવું, અને તેવો શખ્સ ખુદાની નજદીક પહોંચવાને શકિતમાંન છે, કે જે ખુદામાં સદાકાલ ટકે એવો પરમ આનંદ રહેલો છે અને તે માંણુસ સંપાદન કરી શકે છે.*

જરતોસ્તિ ધર્મનો કાનુન તેજ બીજા ધર્મનો પણ કાનુન છે. સઘલા ધર્મની મતલબ એકજ છે, અને તે એ કે આત્માને પવિત્ર બનાવવાને માંણુસને શકિતમાંન કરવો ; એટલે દરજ્જે ઉત્તમ અને પવિત્ર બનાવવો કે જેથી તે અમ્મર પરમ આનંદ પાંમી શકે.

જુદા જુદા ધર્મો એ સદગુણો જુદી જુદી રીતે શિખવે છે. જુદા જુદા લોકોની ટેવ, સ્વભાવ, અને વિચાર કરવાની શકિત પ્રમાંણે તેવોને અનુકુલ આવે એવી એ જુદી જુદી રીતો છે. પણ સઘલાનો હેતુ એકજ છે, અને તે એ કે, સદગુણો પાલવા, એવી રીતે કે ખુદાને પહોંચવા જેટલો માંણુસ ઉત્તમ અને પવિત્ર થાય, કે જે ખુદામાં સર્વોત્તમ સ્વચ્છતા (પવિત્રાઇ) રહેલી છે, અને જ્યાં સ્વચ્છ અને દેવતાઇ જીંદગીવાળા આત્મા શિવાય બીજું કોઇ પહોંચી શકતું નથી. જે શખ્સ એવી સંપુર્ણતા મેલવી શકયો હોય તે મોત પછી તુરતજ એવો પરમ આનંદ

---

* જરતોસ્તી ધર્મમાં એ સ્થિતિને હંમેશગાન અથવા જાવેદાન રોશની કહેછે.

પાંમે છે. પણ જેવો એથી ઓછી સંપુર્ણતા વાળા હોય છે તેવો પોતાના આત્માના જેવી સ્વચ્છતા વાળા સેતારાઓ (અથવા ભુવનો) માં ખેંચાયા જાય છે. ત્યાંથી એવા આત્માઓ ધીમે ધીમે વધારે અને વધારે ઉંચા સેતારાઓ તરફ વધતા જાય છે, અને છેવટે અમ્મર પરમ આનંદને પહોંચે છે. એ પરમ આનંદની હાલતમાં આત્મા સર્વ જાતનાં દુઃખ અને દલગીરીથી, સર્વ જાતની જરૂરીયાત અને ઇચ્છાઓથી છુટો છે, અને જ્યાં સર્વકાળ ટકે એવા પરમ આનંદ શિવાય બીજું કાંઇ નથી.

જેવો સદગુણથી વર્તતા નથી તેવોના આત્મા મોત પછી ઉંચા અને સ્વચ્છ સેતારાઓમાં જઇ શકતા નથી. એવા આત્માઓ પોતાના જેવા ગુણ ધરાવતા અને પોતાના જેવા અસ્વચ્છ સેતારાઓમાં ખેંચાયા જાય છે, અને વધારે ઉંચા અને વધારે સ્વચ્છ સેતારાઓમાં જવાને લાયક થાય ત્યાં સુધી એવા એક સેતારામાંથી બીજામાં આથડયા કરે છે.

દરેક માંણસનું તારણ પરવરદેગારે દરેક માંણસના પોતાનાં અખત્યારમાં મુકેલુંછે. જો તે સદગુણથી વર્તેછે તો તે આગલ વધે છે, પણ જો સદગુણથી ઉલટો ચાલે તો તેનો આગલ વધતાં અટકાવ થાય છે અને તેનું દુઃખ વધારે વખત રહેછે.

કોઇપણ સાચો ધર્મ એવું શિખવતો નથી કે પોતાની કોશિશ અને મહેનત શિવાય બીજી કોઇ રીતે માંણસનું તારણ થઇ શકે છે. કોઇપણ માંણસ, અથવા ફરેસ્તો (દેવતા), અથવા કોઇપણ વધારે ઉત્તમ શકિત અથવા પ્રાંણી કોઇપણ બીજા માણસ અથવા પ્રાંણીનું તારણ કરી શકતાં નથી. સબબ કે ઇશ્વરનાં કાયદામાં કદી ફેરફાર કરી શકાતો નથી, અને તેથી સ્વચ્છ અને પવિત્ર સેતારાઓ અસ્વચ્છ અને અપવિત્ર આત્માઓને પોતામાં લઇ શકતા નથી. જેવો એથી ઉલટું કહેછે તેવો સાચું કહેતા નથી.

કોઇપણ ધર્મને ધિક્કારો નહીં, જુદા જુદા ધર્મોની ક્રિયા અને રીતિઓને ધિક્કારો નહીં, અને જુદા જુદા ધર્મોએ ફરમાવેલી કેલવણી અને સખ્ત નિયમોનો તિરસ્કાર કરો નહીં. કારણ કે એ સઘળાં ઉપયોગી છે અને જે વર્ગોના લાભ માંટે તેવો ઠરાવેલાં છે તેવોને ફાયદો કરે છે. જાત જાતના આત્માઓ અને જાત જાતનાં મનવાળાઓને માંટે તેમના સ્વભાવને અનુસરતા આંકોશની જરૂર છે. કેટલાએક આત્માઓ એવા છે કે સખ્ત આંકોશ અને સખ્ત કેલવણી વગર ખરી સમજ મેલવી શકતા નથી,

કેટલાએક એવાછે કે તેવોને નરમ આંકોશ અને નરમ કેલવણીની જરૂરછે, અને વળી કેટલાએક એવા પણ છે કે ધર્મની કેલવણીની મદદ વગર સ્વચ્છ અને સદગુણથી જીંદગી ગાળવાની જરૂરિયાત સમજવાને બુધ્ધિ ધરાવેછે.

વનસ્પતિમાં જીવ છે તે ખનિજ પદાર્થમાંનાં જીવ કરતાં ઉત્તમ છે, અને જીવજંત પ્રાણીઓમાંનો જીવ વનસ્પતિમાંના જીવ કરતાં ઉત્તમ છે. પણ માંણસમાં જે જીવ છે તે એ સર્વથી ઉત્તમછે, કારણ કે તેમાં ઇશ્વરે ઘણા ઉત્તમ પ્રકારની બુધ્ધિ મુકેલીછે.* એ બુધ્ધિ ઇશ્વરી ગુણ ધરાવતીછે અને માંણસને ખરૂં ખોટું પિછાનવાને શક્તિમાંન કરે છે. ઉતરતી પંકતી- માંનો જીવ પણ કુદરતનાં કાયદા મુજબ આગલ વધેછે, પણ માંણસનું આગલ વધવું માંણસ પોતાની સમજ શક્તિથી જલદી અથવા ધીમું કરી શકે છે. જો તે પોતાને દુનિયાઇ વસ્તુઓની મોહોબતમાં લપેટીને અસ્વચ્છ નહીં કરે, જો તે પવિત્ર જીંદગી ગાળે, અને ઇશ્વર શિવાય બીજાં કસાં ઉપર પોતાનો મજબુત પ્યાર નહીં જોડે તો, તે કુદરતના કાયદાને આધિન થઇને ચાલે છે અને તેના આગલ વધવાને અડચણ થતી નથી. માંણસનો એ ઉત્તમ હક અને આનંદ છે કે સૃષ્ટિમાં (એટલે બ્રહ્માંડમાં) ઇશ્વરનો પ્રગટ થયલો મહિમા સમજવો અને તેને વખાંણવો અને તેની સ્તુતિ કરવી. ઇશ્વરનાં કાંમો, અને તેવોમાં રહેલાં સરલ નિયમ અને સુંદરતાની વખાંણ કરવી અને સ્તુતિ કરવી એ પવિત્ર જીંદગીનાં માંણસને શોભા આપે છે.

સૃષ્ટિની (બ્રહ્માંડની) ઉત્પત્તિ પેહેલાં ખુદા એકલો હતો. તે હંમેશ હતો, હંમેશ છે, અને હંમેશ હશે. હંમેશગી તેનાથી જુદી નથી, અને હંમેશગી તેનામાંજ રહેલી છે. સર્વ તેનામાં છે, અને તે એક છે. ઘણી વસ્તુઓમાં તે એકયપણું છે અને એકયપણા વગર ઘણી વસ્તુઓ હઇયાત રહી શકતી નથી. તે સર્વ ઠેકાંણુ છે, અને તે નહીં હોય એવું ઠેકાંણું અથવા એવી વસ્તુનો તમે કદી ખ્યાલ કરી શકશો નહીં. એકયપણું એ પ્રીતી છે અને ઘણી વસ્તુઓનો (એટલાં ઘણાંપણાંનો) ટકાવ પ્રીતીથી રહેલો છે.

---

* ઉત્તમ પ્રકારની દેવતાઇ બુધ્ધિ, સારૂં નરસું સમજવાની સમજ શકિત અને પ્રેરણા બુધ્ધિ, એ ત્રણ માંણસમાં છે. જ્યાં સુધી સમજ શકિત પોતાને ઉત્તમ દેવતાઇ બુધ્ધિની મદદથી દોરવેછે ત્યાં સુધી તે સાચે માર્ગે વરતેછે. પણ જ્યારે એમ નથી થતું ત્યારે ભુલમાં પડેછે, ભુલ ભરેલી રીતે વરતેછે.

જેમ એક ચોકસ રોશનીનાં મથકમાંથી કિરણો સઘલી તરફ ફેલાય છે, અને તેમાંના રોશનીનાં મથક નજદીક જે હોય છે તે વધારે તેજ વાળાં અને વધારે બળવાન હોય છે, દુર હોય છે તે ઓછાં તેજવાળાં અને ઓછાં બળવાળાં હોય છે, અને જે સર્વથી વધારે છેટે હોયછે તે ઝાંખાં અંધકાર જેવાં હોય છે : તેજ માફક ઇશ્વરની પેદાશનાં ગુણોછે. તેની નજદીકના આત્માઓ વધારે સ્વચ્છ અને વધારે બુદ્ધિવાંન હોયછે, અને વેગળા હોય છે તે ઓછા તેજના હોય છે ; અને તેજ રીતે સેતારાઓ (ભુવનો) છે, ઇશ્વરના પ્રકાશનો ભુવન સર્વોપરી સ્વચ્છ અને પવિત્રછે.

દરેક જાતનાં પ્રાંણીઓ (શકિતઓ, પ્રાણીઓ, અને વસ્તુઓ) ની પેહેલાં બીજા વર્ગનાં પ્રાંણીઓ હોય છે, સર્વથી છેડે જડ મટી પદાર્થ છે અને સર્વની ટોચ ઉપર સર્વોપરી ઉંચો ખુદા છે, કે જે રોશની, હયાતી, અને ડહાપણ (જ્ઞાન)નું મૂળ છે કે જે મૂળ આપણ સમજી શકતા નથી, કે જેનું વર્ણન થઇ શકતું નથી, અને જેનું માંપ અથવા હદ સમજી શકાતાં નથી. તેનામાંથી સર્વ રોશની (પ્રકાશ), સર્વ હયાતી, અને સર્વ જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે સર્વનું મૂળ છે અને સર્વ તેનામાં રહેલાં છે.

અગરજો ખુદા દરેક વસ્તુ (કુલ બ્રહ્માંડ) પોતાની ઇચ્છાથી અને પોતાના ડહાપણથી પોતામાંથી ઉત્પન્ન કરેછે, તોપણ તે કુલ પેદાયશથી અલગો છે ; તે એવી રીતે કે સર્વ વસ્તુઓમાં સુર્યની ગરમી પ્રસરેલી છે તે ગરમી સુર્ય પોતે નથી તેમજ સુર્યમાં રહેલી રોશની પોતે નથી. અગર જો ઝાડ માંટીમાંથી ઉગેછે તોપણ તે પોતે માંટી નથી, અને પાંદડાં અને ફુલો ઝાડમાંથી થાયછે તે છતાં તેવો ઝાડ નથી તેમ માંટી પણ નથી; એજ માફક સૃષ્ટિ (બ્રહ્માંડ) ખુદામાંથી ઉત્પન્ન થવા છતાં ખુદાથી જુદીછે. જે રીતે સુર્ય શરીરોને ગરમી આપે છે, તે માફક ખુદા સર્વ વસ્તુઓને અસ્તિત્વ (હયાતી) આપેછે.

સઘલી શકિતઓની અને કુલ ખુદરતની વખાણ અને સ્તુતિ કરવી એ ઘટારત છે, કારણ કે એ સર્વ ખુદાનો મહિમા બતાવેછે. પણ એવી વખાંણ અને સ્તુતિને હદ બાહાર લઇ જવામાં ભુલ છે, કારણકે માંણસને જે ખરેખર ફાયદો કરી શકે તે એકલા ખુદાની સ્તુતિ અને એકલા ખુદા ઉપરની પ્રીતીજ છે. માંણસનો આત્મા ઇશ્વરી ગુણ ધરાવેછે, અને તે જાવેદાન પરમ આનંદ પાંમવાને શકિતમાંન છે; પણ એ પરમ આનંદ

ફક્ત ખુદામાં રહેલો છે અને તેથી માંણુસે પોતાની કુલ પ્રીતી ઈશ્વરમાંજ ચોંટાડવી જોઈએ અને બીજા કશામાં નહીં.

ખુદાની વખાંણ અને સ્તુતિ હંમેશ કરવાથી માંણસ ખુદા ઉપર વધારે અને વધારે પ્રીતી રાખતાં શિખેછે અને ઓછો અને ઓછો પાપી થતો જાય છે.

સૃષ્ટિ (બ્રહ્માંડ) માં બૂરૂ કાંઈ નથી, કારણ કે ખુદામાંથી કાંઈબી બૂરૂ ઉત્પન્ન થઈ શકતુ નથી. માંણુસ જાતથીજ બૂરૂ ઉત્પન્ન થયુ છે.

દુનિયાની વસ્તુઓ ઉપર અણઘટતી પ્રીતી, અને ઈશ્વર ઉપરની પ્રીતીની કોતાઈ, એ સર્વ દુઃખોનાં કારણો છે. એ કારણોથી માંણુસને દુઃખ ઉત્પન્ન થાય છે. ઈશ્વરનાં નિયમોનુ માંણુસનુ અજ્ઞાનપણુ હોવાથી એમ થાય છે, અને એ અજ્ઞાનપણુ ભુલ અને ગુનાહ કરવા તરફ લઈ જાય છે. ધર્મનાં ફરમાનોની મતલબ એ અજ્ઞાન દુર કરવાની અને જ્ઞાન આપવાની, અંધકાર દુર કરવાની અને અજવાળુ (રોશની) આપવાની છે, અને એ જ્ઞાન અને રોશની ખુદાનો માર્ગ બતાવે છે.

પાપી માંણુસની બંદગી અને પરોમાંની ખુદા તરફથી મેહેર અને દયા મેલવી શકતાં નથી. ખુદાની મેહેર અને દયા મેલવવાનો સેહેલો રસ્તો એકપણ નથી. જેને એ મહેર અને દયા મેલવવાની ઈચ્છા હોય તેણે ખુદાના કાયદાને રસ્તે ચાલીને બંદગી અને પશ્ચાતાપ કરવાં જોઈએ, અને એવી રીતે કરશે ત્યારેજ તેને ફાયદો થશે. કારણકે કોઈબી કારણથી ખુદા પોતાનો કાયદો ફેરવતો નથી, સબબકે એ કાયદાઓથી સૃષ્ટિ (બ્રહ્માંડ) જળવાયલીછે. જેણે સંપુર્ણ પવિત્રાઈ (સ્વચ્છતા) મેલવી નથી તે ઈશ્વર પાસે જઈ શકનાર નથી. સદગુણી જીંદગી ગાળવી, અને ઈશ્વરની સ્તુતિ કરવી અને ઈશ્વર ઉપર પ્રીતી રાખવી, અને એમ કરીને છેવટે એટલી ઉત્તમ સંપુર્ણતા મેલવવી કે તમારા આત્માનો સ્વભાવ સ્વચ્છ અને પવિત્ર શિવાય બીજો કાંઈ નહી હોય, અને ઈશ્વર ઉપરની પ્રીતી અને ઈશ્વરમાંજ રહેવા શિવાય બીજી સઘળી ઈચ્છાઓ જતી રહે;—ઈશ્વરની દયા અને મહેરબાંની મેલવવાનો એ માર્ગ છે, અને જાવેદાન પરમ આનંદ સંપાદન કરવાનો એ રસ્તો છે.

જો તમારાથી એકદમ સંપુર્ણ સદગુણી નહી થવાય તો, તમો ખંત રાખશો તો ઘણે દહાડે અથવા ઘણે વરશે તેવા થઈ શકશો. પોતાના

વિકારને દબાવેલો રાખીને આ દુનિયાની વસ્તુની પ્રીતી અને દુર્ગુણથી દુર રહેવુ, વખાંણ અને ઇનાંમ (બદલા) ને ખાતર સારૂં કાંમ કરવું, અને એક ઇચ્છા મેલવવાના હેતુથી બીજી ઇચ્છાને દાબી રાખવી, એ ખરા સદગુણ નથી. તમારા અંતઃકરણમાંથી બૂરાઇના વિચારને જડ મૂળથી ઉખેડી નાખો, વખાણ અથવા બદલો મેલવવાની ઇચ્હા વગર સારાં કાંમ કરો, અને ઇશ્વર ઉપર પ્રીતી રાખવાના અને ઇશ્વરમાં જીંદગી ગાળવાની ઇચ્છા શિવાય બીજી સર્વ ઇચ્છાઓ ભુલી જાઓ. જયારે જયારે તમારાથી બની શકે ત્યારે એ સદગુણો અમલમાં લાવો, અને એમ કરવાની ટેવમાં પડો, અને છેવટે એ ટેવને એવી બનાવી દેવો કે તમારા આત્માનો કુદરતી ખવાસ એ થાય, અને એમ કરશો તો બેશક તમો ખુદાની મેહેર અને દયા પાંમી શકશો. એ ખરી કસોટીમાંથી પસાર થયા વગર તમો ખુદાની મહેરબાંની અને દયા મેલવવા ઇચ્છતા હોવોતો તે કદી મલનાર નથી. જો તમુને કોઇ વધારે સેહેલો રસ્તો બતાવતા હોય તો તમારે ખાત્રી રાખવી કે તેવો તમુને ખોટો માર્ગ બતાવે છે.

જો તમારાથી સંપુર્ણ સદગુણી નહીં થઇ શકાય તો, એવા થવાને તમારાથી બનતી કોશેશ કરો, અને મોત પછી વધારે ઉત્તમ અને વધારે સ્વચ્છ ભુવનોમાં જવાને શક્તિમાંન થશો અને એ ભુવનોને આપણે સવર્ગ કહીએ છીએ. ત્યાંથી તમો વધારે અને વધારે આગલ વધીને છેવટે ઇશ્વરને પહોંચી શકશો.

પણ જો તમો પાપી, ઘાતકી, સદગુણ વગરની જીંદગી ગાળશો તો મોત પછી તમારા આત્માના જેવા અસ્વચ્છ ભુવનમાં તમેં ખેંચાયા જશો, અને ઉંચા અને સ્વચ્છ ભુવનમાં જવા જેવા સ્વચ્છ અને પવિત્ર થતાં સુધી એવા એક અસ્વચ્છ ભુવનમાંથી બીજામાં તમે આથડયા કરશો; એ સ્થિતિને આપણે નર્ક કહીએ છીએ.

માંટે, હે માંનવી! જરતોસ્તિ ધર્મનો કાનુન સદા ધ્યાંનમાં રાખઃ "નેક વિચાર, નેક વાંણી અને નેક કામો," એ ત્રણ અમલમાં લાવ.

ધ. જ. મે.